# સર્વોત્તમ મરણ



કિંમત ૩ પાઇ

સને ૧૯૩૧

# સર્વોત્તમ મરણ

લેખક (અંગ્રેજીમાં)
રેવ. જે. જે. લુકસ, અલ્હાબાદ

ગુજરાતીમાં અનુવાદક
મિ. હિમ્મતલાલ આશીર્વાદ

આવૃત્તિ પહેલી ] [ પ્રત ૩૦૦૦

સુરત
આઇરિશ પ્રેસ્બિટેરિયન મિશન છાપખાનામાં
આર. એસ. ડીકીએ છાપ્યું તથા પ્રસિદ્ધ કર્યું

# સર્વોત્તમ મરણ

### અથવા

## પ્રભુ ઇસુ ખ્રિસ્તના મરણ અને અન્ય પ્રબોધકો, દેશભક્તો તથા શહીદોના મરણ વચ્ચેનો ભેદ

ખ્રિસ્તી લોકોનું માનવું એવું છે, કે પ્રભુ ઇસુ ખ્રિસ્તનું મરણ અને બીજા લોકોનાં મરણ એટલે પ્રબોધકો, દેશભક્તો અને શહીદોનાં મરણ, એ બેમાં ખાસ બે બાબતમાં ભેદ છે; એટલે મરણનો હેતુ અને તેનું પરિણામ. વળી તેઓનું માનવું એવું છે, કે પ્રભુ ઇસુ ખ્રિસ્તના મરણને ઇશ્વર સાથે, પાપ સાથે અને આખા જગત સાથે જેવો સંબંધ છે તેવો સંબંધ બીજા કોઇ પણ માણસના મરણને નથી. પ્રત્યેક દેશજાતિના દરેક માણસને માટે પ્રભુ ઇસુના મરણમાં જે અર્થ અને સંદેશો રહેલો છે, તેવો અર્થ અને સંદેશો બીજા કોઇ પણ મરણમાં રહેલો નથી, એવું પણ તેઓ માને છે. પ્રભુ ખ્રિસ્તનુંજ મરણ એવું છે કે જેને માટે આવો અપૂર્વ દાવો કરી શકાય. એવો દાવો હજુ સુધી બીજા કોઇએ કર્યો નથી, અને તે એવો અજબ છે, કે માન્યા વગર રહી શકાય નહિ. એવો દાવો કરવાનાં કેટલાંએક કારણો છે, તે નીચે પ્રમાણે:—

(૧) જુના કરારનું પુસ્તક જેને યહુદીઓ, ખ્રિસ્તીઓ અને મુસલમાનો આજ સુધી પવિત્ર માનતા આવેલા છે, તેમાં **પ્રભુ ઇસુ ખ્રિસ્ત (મસીહ)ના મરણની આગાહી કહેવામાં આવી હતી.** ઇસુ ખ્રિસ્તના જન્મ પહેલાં સેંકડો વર્ષ અગાઉ, તેમના દુ:ખસહન અને મરણ વિષે યશાયાહ પ્રબોધકે નીચે પ્રમાણે લખ્યું હતું:

"તે માણસોથી ધિક્કારાએલો તથા તજાએલો હતો; દુ:ખી પુરુષ ને દરદનો અનુભવી, ને જેને જોઇને આપણે મુખ અવળું ફેરવીએ, એવો તે ધિક્કાર પામેલો હતો, ને આપણે તેની કદર બુઝી નહિ.

"ખચીત તેણે આપણાં દરદ માથે લીધાં છે, ને આપણાં દુ:ખ વેઠયાં છે; પણ આપણે તો તેને હણાયલો, દેવથી માર પામેલો, તથા પીડિત

થએલો માન્યો. પણ આપણા અપરાધોને લીધે તે વિંધાયો, આપણાં પાપોને લીધે તે કચડાયો, આપણને શાંતિ પ્રાપ્ત કરાવવાને માટે તેને શિક્ષા થઇ, ને તેના સોળથી આપણને સાજાપણું મળ્યું છે. આપણે સર્વે ઘેટાંની પેઠે ભટકી ગયા છીએ, દરેક પોતપોતાને માર્ગે વળી ગયો છે, અને યહોવાહે તેના પર આપણ સર્વેનાં પાપ[નો ભાર] મુક્યો છે.

"તેના પર જુલમ ગુજારવામાં આવ્યો તોપણ તેણે નમ્ર થઇને પોતાનું મોં ઉઘાડયું નહિ; હલવાન વધ કરવા માટે લઇ જવામાં આવે છે તેના જેવો, અને ઘેટી પોતાના કાતરનારની આગળ મૂગી રહે છે, તેના જેવો તે હતો; તેણે તો પોતાનું મોં ઉઘાડયુંજ નહિ. જુલમથી તથા ન્યાયચુકાદાથી તેને લઇ જવામાં આવ્યો; તેની પેઢીના માણસોમાંથી કોણે વિચાર કર્યો, કે મારા લોકના અપરાધોને લીધે તેના પર માર પડયો, ને તેને જીવતાઓની ભૂમિ પરથી મારી નાખવામાં આવ્યો? તેની કબર દુષ્ટોની ભેગી ઠરાવેલી હતી, અને તેની મરણાવસ્થામાં તે દ્રવ્યવાનની સંઘાતે હતો, કેમકે તેણે અપકાર કર્યો નહોતો, ને તેના મુખમાં કપટ નહોતું.

"તોપણ યહોવાહની મરજી તેને કચરવાની હતી; તેણે તેને દુઃખી કર્યો; તેના આત્માનું દોષાર્થાર્પણ થશે ત્યારે તે પોતાનાં સંતાન જોશે; તે દીર્ઘાયુ થશે, ને તેને હાથે યહોવાહના હેતુ સફળ થશે. તે પોતાના આત્માના કષ્ટનું ફળ જોઇને સંતોષ પામશે; મારો ન્યાયી સેવક પોતાના જ્ઞાનથી ઘણાઓને ન્યાયી ઠરાવશે, અને તેઓના અપરાધો તે પોતાને માથે લેશે. તે માટે હું મહાન પુરુષોની સાથે તેને હિસ્સો વહેંચી આપીશ, અને પરાક્રમીઓની સાથે તે લૂટ વહેંચશે, કારણ કે તેણે પોતાનો આત્મા મરણ પામતાં સુધી રેડી દીધો, અને તે અપરાધીઓમાં ગણાયો; પરંતુ તેણે તો ઘણાઓનાં પાપ માથે લીધાં, અને અપરાધીઓને સારૂ મધ્યસ્થી કરી" (યશ. ૫૩; ૩–૧૨).

ગીતશાસ્ત્રમાંનાં કેટલાંએક ગીત મસીહસૂચક છે. વિદ્વાનોની માન્યતા પ્રમાણે ૨૨મું ગીત એવું છે. ("ખ્રિસ્ત"ને માટે હેબ્રી શબ્દ "મસીહ" છે. મસીહસૂચક ગીત એટલે જેમાં મસીહને લગતી વાત આવતી હોય તે.) તેમાં લખેલું છે, કે તેના શત્રુઓ તેના હાથ તથા પગ વીંધી નાખશે; તેઓ તેની હાંસી કરશે, અને ડોકું ધુણાવીને કહેશે, કે પોતાના છૂટકારાને

સારૂ તેણે યહોવાહ પર ભરોસો રાખ્યો. તે યહોવાહમાં આનંદ કરે છે તો યહોવાહ તેને ભલે છોડાવે. તેઓ માહોમાંહે તેનાં લુગડાં વહેંચી લેશે અને તેના ઝભ્ભાને માટે ચિટ્ઠીઓ નાખશે. તેના આત્માના બળાપામાં તે બૂમ પાડશે, કે "હે મારા દેવ, મારા દેવ, તેં મને કેમ તજી દીધો છે?" (ગી. શા. ૨૨; ૧-૮, ૧૫-૧૮).

મસીહના દુ:ખસહન અને મરણને લગતાં, આ ઉપરાંત બીજાં ઘણાં ભવિષ્યવચનો છે, અને તે બધાં પ્રભુ ઇસુ ખ્રિસ્તના દુ:ખસહન તથા મરણવખતે પૂરાં પડયાં, એવું સુવાર્તાઓમાં લખેલી હકીકત પરથી માલમ પડે છે. માત્થીકૃત સુવાર્તામાં પ્રભુ ઇસુના મરણનું બ્યાન નીચે પ્રમાણે લખેલું છે તે વાંચી જુઓ :—

"ત્યારે તેઓએ પાસે આવીને ઇસુ પર હાથ નાખીને તેને પકડી લીધો. પછી જુઓ, ઇસુના સાથીઓમાંના એકે હાથ લાંબો કરીને પોતાની તરવાર કાઢી, ને પ્રમુખ્ય યાજકના ચાકરને મારીને તેનો કાન કાપી નાખ્યો. ત્યારે ઇસુ તેને કહે છે, કે તારી તરવાર તેના મ્યાનમાં પાછી ઘાલ; કેમકે જેટલા તરવાર પકડે છે તેઓ સર્વે તરવારથી નાશ પામશે. શું તું એવું ધારે છે કે હું એવો શક્તિમાન નથી કે જો મારા બાપની પાસે માગું, તો તે હમણાંજ દૂતોની બાર ફોજ કરતાં વધારે મારી પાસે નહિ મોકલી દે? તો ધર્મ-લેખો[માં જે લખેલું છે] કે એવું થવુંજ જોઇએ, તે કેવી રીતે પૂરું થશે? તેજ વેળા ઇસુએ લોકોને કહ્યું, કે તમે તરવારો તથા લાકડીઓ લઇને જેમ ચોરને તેમ મને પકડવા નીકળી આવ્યા છો શું? હું રોજ મંદિરમાં બેસીને બોધ કરતો હતો તોપણ તમે મને પકડયો નહોતો; પણ પ્રબોધકોના લેખો પૂરા થાય માટે આ બધું થયું છે. ત્યારે બધા શિષ્યો તેને મૂકીને નાસી ગયા.

"પછી જેઓએ ઇસુને પકડયો હતો, તેઓ જ્યાં શાસ્ત્રીઓ તથા વડીલો એકઠા થયા હતા, ત્યાં કાયાફા પ્રમુખ યાજકની પાસે તેને લઇ ગયા. અને પીતર દૂર રહીને તેની પાછળ પાછળ પ્રમુખ યાજકની કચેરી સુધી આવ્યો, ને માંહે જઇને પરિણામ જોવાને બાલદારોની સાથે બેઠો. અને ઇસુને મારી નાખવાને મુખ્ય યાજકોએ તથા આખી ન્યાયસભાએ તેની વિરૂદ્ધ જુઠી શાહેદી શોધી; અને જોકે ઘણા જુઠા સાક્ષી આવ્યા,

તો પણ તે ન જડી; પણ પાછળથી બે આવીને બોલ્યા, કે એણે એમ કહ્યું, હું દેવનું મંદિર પાડી નાખવાને તથા તેને ત્રણ દહાડામાં પાછું બાંધવાને સમર્થ છું. ત્યારે પ્રમુખ યાજકે ઉભા થઇને તેને કહ્યું, શું તું કંઇજ ઉત્તર નથી દેતો? એઓ તારી વિરૂદ્ધ કેવી શાહેદી આપે છે? પણ ઇસુ છાનો રહ્યો. ત્યારે પ્રમુખ યાજકે તેને કહ્યું, હું તને જીવતા દેવના સમ દઉં છું, કે દેવનો દીકરો જે ખ્રીસ્ત તેજ તું છે કે નહિ, એ અમને કહે. ઇસુ તેને કહે છે, કે તેં પોતેજ કહ્યું; પરંતુ હું તમને કહું છું, કે હવે પછી માણસના દીકરાને પરાક્રમના જમણા હાથ પર બેઠેલો તથા આકાશના મેઘો પર આવતો તમે દેખશો. ત્યારે પ્રમુખ યાજકે પોતાનાં લુગડાં ફાડીને કહ્યું, કે એણે દુર્ભાષણ કર્યું છે; હવે આપણને બીજા શાહેદીઓની શી જરૂર છે? જુઓ, તમે એ દુર્ભાષણ સાંભળ્યું છે. તમે શું ધારો છો? અને તેઓએ ઉત્તર દીધો, કે એ મરણજોગ છે. ત્યારે તેઓએ તેના મોં પર થુંકીને તેને મુક્કીઓ મારી; અને બીજાઓએ તેને થબડાકો મારીને કહ્યું, કે ઓ ખ્રીસ્ત, તને કોણે માર્યો એ અમને કહી બતાવ.

"અને સવાર થઇ ત્યારે સર્વ મુખ્ય યાજકોએ તથા લોકોના વડીલોએ ઇસુને મારી નાખવા સારૂ તેની વિરૂદ્ધ મનસુબો કર્યો. પછી તેઓએ તેને બાંધ્યો ને તેને લઇ જઇને પીલાત હાકેમને સોંપ્યો.

"પીલાત તેઓને કહે છે, તો ઇસુ જે ખ્રીસ્ત કહેવાય છે તેને હું શું કરૂં? સર્વે તેને કહે છે, કે તે વધસ્તંભે જડાય. ત્યારે તેણે કહ્યું, શા માટે? તેણે શું ભુંડું કર્યું છે? પણ તેઓએ વધારે બૂમ પાડીને કહ્યું, કે તે વધસ્તંભે જડાય. અને પીલાતે જોયું કે મારૂં કંઇજ ચાલતું નથી, પણ ઉલટી વિશેષ ગડબડ થાય છે, ત્યારે તેણે પાણી લઇને લોકોની આગળ પોતાના હાથધોઇને કહ્યું, કે એ ન્યાયીના લોહી સંબંધી હું નિર્દોષ છું; તમે જાણો. ત્યારે સર્વ લોકોએ ઉત્તર દીધો, કે એનું લોહી અમારે માથે તથા અમારાં સંતાનને માથે. પછી તેણે તેઓને સારૂ બારાબાસને છોડી દીધો; પણ ઇસુને કોરડા મરાવીને વધસ્તંભે જડાવવા સારૂ સોંપ્યો.

"ત્યાર પછી હાકેમના સિપાઇઓએ ઇસુને મહેલમાં લઇ જઇને આખી પલટણ તેની આસપાસ એકઠી કરી. પછી તેઓએ તેનાં લુગડાં ઉતારી લઇને તેને કીરમજી જામો પહેરાવ્યો. અને તેઓએ કાંટાનો મુગટ

ગુંથીને તેના માથા પર મૂક્યો, ને તેના જમણા હાથમાં સોટી આપી, ને તેની સામા ઘુંટણ ટેકીને તેના ઠઠ્ઠા કરતાં કહ્યું, કે ઓ યહુદીઓના રાજા, સલામ. પછી તેઓ તેના પર થુંક્યા, ને સોટી લઇને તેના માથામાં મારી. અને તેના ઠઠ્ઠા કરી રહ્યા પછી તેઓએ તેના પરથી જભ્ભો ઉતારી લઇને તેનાંજ લુગડાં તેને પહેરાવ્યાં, અને વધસ્તંભે જડવાને તેઓ તેને લઇ ગયા.

"અને તેઓ બહાર જતા હતા ત્યારે કુરેનીનો સીમોન નામે એક જણ તેઓને મળ્યો, તેની પાસે તેઓએ તેનો વધસ્તંભ પરાણે ઉંચકાવી લીધો. અને ગલગથા નામે એક જગા, જે ખોપરીની જગા કહેવાય છે, ત્યાં તેઓ પહોંચ્યા, ત્યારે તેઓએ પિત્ત મેળેલો સિરકો તેને પીવાને આપ્યો, પણ ચાખ્યા પછી તેણે તે પીવા ના પાડી. અને તેને વધસ્તંભે જડયા પછી તેઓએ ચિટ્ઠી નાખીને તેનાં લુગડાં માહોમાંહે વહેંચી લીધાં. પછી તેઓએ ત્યાં બેસીને તેની ચોકી કરી. અને તેના સંબંધીનું લખેલું તહોમતનામું તેના માથાની ઉપર તેઓએ લગાડયું, કે ઇસુ જે યહુદીઓનો રાજા, તે એજ છે. ત્યારે તેઓએ તેની જોડે બે ચોરને વધસ્તંભે જડયા, એકને તેની જમણી તરફ ને બીજાને તેની ડાબી તરફ. અને પાસે થઇને જનારાઓએ પોતાનાં માથાં હલાવતાં તથા તેની મશ્કરી કરતાં કહ્યું, કે અરે મંદિરને પાડી નાખનાર તથા તેને ત્રણ દહાડામાં બાંધનાર, તું પોતાને બચાવ; જો તું દેવનો દીકરો હોય તો વધસ્તંભ પરથી ઉતરી આવ. અને તેજ રીતે મુખ્ય યાજકોએ પણ શાસ્ત્રીઓ તથા વડીલો સુદ્ધાં તેના ઠઠ્ઠા કરતાં કહ્યું, કે બીજાઓને તેણે બચાવ્યા; પણ પોતાને તે બચાવી નથી શકતો. એ તો ઇસ્રાએલનો રાજા છે; તે હમણાં વધસ્તંભ પરથી ઉતરી આવે, એટલે અમે તેના પર વિશ્વાસ કરીશું. તે દેવ પર ભરોસો રાખે છે; જો તે તેને ચાહતો હોય તો હમણાં તે તેનો છૂટકો કરે; કેમકે તેણે કહ્યું હતું કે હું દેવનો દીકરો છું. અને જે ચોરો તેની જોડે વધસ્તંભે જડાયા હતા, તેઓએ પણ એજ પ્રમાણે તેના ઠઠ્ઠા કર્યા.

"અને છઠ્ઠી હોરાથી તે નવમી હોરા સુધી આખા દેશ પર અંધકાર છવાઇ રહ્યો. અને આસરે નવમી હોરાએ ઇસુએ મોટે ઘાંટે બૂમ પાડી, કે એલી, એલી, લામા સાબાખ્થાની, એટલે, ઓ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ

મૂકી દીધો છે? અને જેઓ ત્યાં ઉભા હતા તેઓમાંથી કેટલાએકે એ સાંભળીને કહ્યું, કે એલીયાહને તે બોલાવે છે. અને તરત તેઓમાંથી એક જણે દોડીને વાદળી લઇને સિરકાથી તે ભીંજવી, ને લાકડીને ટોચે બાંધીને તે ચુસવાને તેને આપી. પણ બીજાઓએ કહ્યું, કે રહેવા દો; આપણે જોઇએ કે એલીયાહ એને છોડાવવા આવે છે કે નહિ. પછી ઇસુએ બીજી વાર મોટે ઘાંટે બૂમ પાડીને પ્રાણ મૂક્યો" (માત્થી ૨૬; ૫૦-૬૮: ૨૭; ૧, ૨, ૨૨-૫૦).

જુનો કરાર કે જેને યહુદીઓ, ખ્રિસ્તીઓ અને મુસલમાનો પવિત્ર ગણે છે, તેમાં મસીહ (ખ્રિસ્ત) વિષે પ્રબોધકોએ આગાહી કહી હતી, કે આવનાર મસીહ (ખ્રિસ્ત) દુઃખ સહન કરનાર થશે. તે દુઃખી પુરુષ અને દરદનો અનુભવી થશે, તેને અપરાધીઓની સાથે ગણવામાં આવશે, તેને ઘાયલ કરવામાં આવશે, તેના શત્રુઓ તેના હાથ તથા પગ વીંધશે, વળી તેના વસ્ત્રને માટે તેઓ ચિઠીઓ નાખશે, તેની મશ્કરી કરવામાં આવશે, તે પાણી માગશે ત્યારે તેને સરકો આપવામાં આવશે, વધ કરવાને માટે હલવાન તરીકે તેને વધસ્થાને લઇ જવામાં આવશે, પાપને અર્થે તેનો આત્મા અર્પણ કરશે, અને તે અતિ વેદનાને લીધે "મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મૂકી દીધો છે?" એવી બૂમ પાડશે—આ બધી આગાહીઓ પ્રભુ ઇસુ ખ્રિસ્તના દુઃખસહનમાં અને મરણમાં પરિપૂર્ણ થઇ છે.

આવી રીતે પ્રભુ ઇસુ ખ્રીસ્તનું મરણ તે મુસાનાં તથા પ્રબોધકોનાં પુસ્તકોમાં અને ગીતશાસ્ત્રમાં, ખ્રિસ્તના જન્મ પૂર્વે સેંકડો વર્ષ અગાઉથી લખાએલી આગાહીઓની સંપૂર્ણતા છે.

(૨) વળી પ્રભુ ઇસુનું મરણ અને બીજાં બધાં માણસોનાં મરણ, એ બેમાં બીજો એક તફાવત છે; એટલે **મરણનો હેતુ.** કોઇ દેશભક્ત પોતાના દેશને સારૂ મરણ પામે, કોઇ પ્રબોધક પોતાના ધર્મની ખાતર શહીદ થાય, અથવા પોતાના મિત્રને સારૂ કોઇ જાન આપે, તેમાંના કોઇના જેવું પ્રભુ ઇસુનું મરણ હતું, એમ નહિ; તેમ વળી આપણે કેવી રીતે દુઃખ સહન કરવાં અને મરણને ભેટવું તેના નમુનારૂપ પ્રભુ ખ્રિસ્તનું મરણ હતું, એમ પણ નહિ. કોઇ પણ મહાન પ્રજાનો ઇતિહાસ તપાસીશું તો માલમ પડશે, કે પોતાના દેશ, ધર્મ, મિત્રો કે સ્નેહીઓને અર્થે મરણ ભોગવીને

ઘણા માણસો નામના મેળવી ગયા છે, અને શૂરવીરપણે દુ:ખ સહન કરવાના નમુના મૂકતા ગયા છે.

પરંતુ પ્રભુ ખ્રિસ્તના મરણનો હેતુ એ સર્વ કરતાં છેક જુદો હતો. પ્રભુ ખ્રિસ્તના મરણનો હેતુ શો હતો તે વિષે પવિત્ર શાસ્ત્રમાંથી નીચે પ્રમાણે વાત મળી આવે છે :—

જુના કરારના પ્રબોધકોમાંનો સૌથી છેલ્લો, યોહાન બાપ્તિસ્મા કરનાર, "પોતાની પાસે ઇસુને આવતો જોઇને કહે છે, કે 'જુઓ, દેવનું હલવાન, કે જે જગતનું પાપ હરણ કરે છે'" (યોહાન ૧ ; ૨૯).

"કેમકે દેવે જગત પર એટલી પ્રીતિ કરી કે તેણે પોતાનો એકાકીજનિત દીકરો આપ્યો, એ સારૂ કે જે કોઇ તેના પર વિશ્વાસ કરે તેનો નાશ ન થાય, પણ તે અનંતજીવન પામે" ( યોહાન ૩ ; ૧૬ ).

"અધર્મીઓને સારૂ ખ્રિસ્ત મરણ પામ્યો. હવે ન્યાયી માણસને સારૂ ભાગ્યેજ કોઇ મરે ; સારા માણસને સારૂ તો કોઇએક કદાપિ મરવાને પણ છાતી ચલાવે. પણ આપણે જ્યારે પાપી હતા ત્યારે ખ્રીસ્ત આપણે સારૂ મરણ પામ્યો, એમ કરવામાં દેવ આપણા પર પોતાનો પ્રેમ પ્રગટ કરે છે...કેમકે જ્યારે આપણે શત્રુ હતા, ત્યારે તો દેવની સાથે તેના દીકરાના મરણદ્વારા આપણો તેની સાથે મેળાપ થયો, તો મેળાપ થયા પછી આપણે તેના જીવનને લીધે બચીશું તે કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે" ( રૂમી. ૫ ; ૬-૧૦ ).

"ધર્મશાસ્ત્ર પ્રમાણે ખ્રિસ્ત આપણાં પાપને સારૂ મરણ પામ્યો" ( ૧ કોરીંથી. ૧૫; ૩ ).

"કેમકે ખ્રિસ્તની પ્રીતિ અમને ફરજ પાડે છે, કારણ કે અમે એવું [ ચોક્કસ ] સમજીએ છીએ, કે એક સર્વને વાસ્તે મુઓ માટે સર્વે મુઆ ; અને જેઓ જીવે છે તેઓ હવેથી પોતાને અર્થે નહિ, પણ જે તેઓને વાસ્તે મુઓ તથા પાછો ઉઠયો તેને અર્થે જીવે, માટે તે સર્વેને વાસ્તે મુઓ" ( ૨ કોરીંથી. ૫; ૧૪, ૧૫ ).

"ખ્રિસ્તે પણ એક વેળા પાપોને સારૂ, એટલે ન્યાયીએ અન્યાયીઓને બદલે દુ:ખ સહ્યું, કે જેથી તે આપણને દેવની પાસે પહોંચાડે" ( ૧ પીતર ૩; ૧૮ ).

"હવે છેલ્લા કાળમાં પોતાના બલિદાનથી પાપને દૂર કરવા માટે તે એકજ વખત પ્રગટ થયો" (હેબ. ૯; ૨૬).

મજકુર નિવેદનોના જેવાં પુષ્કળ વાક્યો ખ્રિસ્તીઓના પવિત્ર શાસ્ત્રમાં મળી આવે છે, અને પ્રભુ ખ્રિસ્તનું મરણ પાપોની ક્ષમાને અર્થે હતું, એવું તે વાક્યો પરથી સ્પષ્ટ જણાઇ આવ છે (જુઓ માત્થી ૨૦; ૨૮: ૨૬; ૨૮. માર્ક ૧૦; ૪૫. લુક ૨૨; ૧૪-૨૦. યોહાન ૧૨; ૨૩-૩૩. પ્રે. કૃ. ૨; ૩૬-૩૮: ૪; ૧૦-૧૨. રૂમી. ૩; ૨૧-૨૬: ૮; ૩૨-૩૪. એફ. ૧; ૭: ૨; ૧૩. ફિલિ. ૨; ૭. કલ. ૧; ૧૮-૨૧. ગલ. ૩; ૧૦-૩૦. ૧ તીમ. ૨; ૫, ૬. તીત. ૨; ૧૪. હેબ. ૨; ૯-૧૭: ૧૦; ૪-૧૦. ૧ પીત. ૨; ૨૪: ૩; ૧૮. ૧ યોહ. ૧; ૭: ૨; ૨: ૪; ૧૦. પ્રક. ૧; ૫: ૫; ૮-૧૦: ૨૨; ૧-૭). પ્રભુ ખ્રિસ્ત પોતે પોતાના વહેવડાવેલા રક્ત વિષે કહે છે, કે દેશની ખાતર જેમ કોઇ દેશભક્ત વહેવડાવે, અથવા સત્યની ખાતર જેમ કોઇ સત્યપ્રેમી શહીદ વહેવડાવે, તેમ તે રક્ત વહેવડાવવામાં આવે છે એમ નહિ; પરંતુ એ તો "પાપોની માફીને અર્થે" (માત્થી ૨૬; ૨૮) છે. પાપ અને મરણ એ કંઇ માયારૂપ નથી, પરંતુ તેઓ ખરા અને ભયંકર બનાવ છે. કોઇ માણસ કોઇ ગંભીર ગુનો કરે, અને તે પ્રત્યે કંટાળો તથા તિરસ્કાર દર્શાવવાને વરિષ્ઠ કોર્ટના ન્યાયાધીશ તે માણસને મરણની શિક્ષા ફરમાવે, તેવીજ રીતે મરણ એ તો પાપ પ્રત્યે ઇશ્વરનો કંટાળો અને તિરસ્કાર સૂચવે છે; અને બધાં માણસોએ પાપ કર્યું છે તેથી બધાં માણસો પર મરણનો દંડ આવી પડયો છે. પ્રભુ ખ્રિસ્તનું ગૌરવ એ વાતમાં રહેલું છે, કે તે નિષ્પાપ હતા તેથી દંડ તળે નહોતા; વળી આરંભે તે ઇશ્વરની સાથે હતા અને સર્વે ઇશ્વરી સંપૂર્ણતાઓ તેમનામાં હતી. એવા ગૌરવી પ્રભુ ઇસુએ પોતાની રાજી-ખુશીથી પોતાનું ગૌરવ તજી પોતાને ખાલી કર્યો, અને આપણા માંસ તથા રક્તના તે ભાગિયા થયા, એ માટે કે તે આપણા મધ્યસ્થ થઇને આપણાં પાપોને લીધે મરણ ભોગવે. પ્રભુ ઇસુનું મરણ તો આપણાં પાપોને લીધે તેમનું પોતાનું એચ્છિકાર્પણ હતું. તેથી, જ્યારે આ અર્પણ કરવાનો વખત નજીક આવ્યો ત્યારે જો તે કહે, કે "હવે મારો જીવ વ્યાકુળ થયો છે; હું શું કહું? હે બાપ, મને આ ઘડીથી બચાવ. પણ એજ કારણને

 

લીધે તો હું આ ઘડી સુધી આવ્યો છું" (યોહ. ૧૨ ; ૨૭), તો તેમાં કંઇ નવાઇ છે? વળી મરણ પહેલાં પ્રાર્થના કરતાં તે વ્યાકુળ થયા, અને "તેનો પરસેવો ભોંય પર પડતાં લોહીનાં ટીપાં જેવો થયો" (લુક ૨૨ ; ૪૪), તો એમાં કંઇ નવાઇ જેવું છે? તેમજ પ્રભુ ખ્રિસ્તને વધસ્તંભે જડયા પછી જે અંધકાર વ્યાપી રહ્યો, તે વખતે તેમણે બૂમ પાડી, કે "ઓ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મૂકી દીધો છે?" (માત્થી ૨૭ ; ૪૬) એમાં પણ શું આશ્ચર્ય! ખરેખર, આવું મરણ તે કોઇ શહીદનું મરણ ન હોય. એ તો "દેવનું હલવાન, કે જે જગતનું પાપ હરણ કરે છે" (યોહ. ૧; ૨૯) તેનું મરણ છે.

પ્રભુ ખ્રિસ્તનું મરણ તે પાપને લીધે ઇશ્વરની દંડાજ્ઞા સૂચવનારૂં છે, એમ જો ન માનીએ તો આપણી આગળ એક મહાન પ્રશ્ન ઉભો થાય છે: પ્રભુ ઇસુ ખ્રિસ્તનું મરણ કયા પ્રકારનું હતું? પ્રભુ ઇસુનું નિષ્પાપીપણું અને ઇશ્વર તથા માણસજાત પ્રત્યે તેમનો પ્રેમ, એ બે કારણોને લીધે આ કારમું મરણ જાણવાનું તથા ભોગવવાનું તેમને માટે અશક્ય થઇ પડયું નહિ, પણ ઉલટું આજ એ કારણોને લીધે કોઇ પણ પાપી માણસ સમજી શકે તે કરતાં તેનું ભયંકરપણું સમજવાનું કામ તેમને માટે વિશેષ શક્ય થઇ પડયું. જે મરણ પાપનો મુસારો છે તેવું મરણ પ્રભુ ઇસુ ભોગવી ન શકે, એમ કહેવાને બદલે ખરી રીતે એમજ કહેવું પડે છે, કે એના સિવાય બીજો કોઇ એવું મરણ ભોગવી શકે નહિ.

કેટલીક વખત એવો વાંધો ઉઠાવવામાં આવે છે, કે ઇશ્વર તો નર્યો પ્રેમ છે, તેથી પાપને અર્થે તેને પ્રાયશ્ચિત્તની જરૂર નથી; પરંતુ એ વાંધાનો જવાબ આપતાં પવિત્ર શાસ્ત્ર એમ કહે છે, કે ઇશ્વર પ્રેમ છે એ ખરી વાત, પરંતુ પ્રેમસ્વરૂપ હોવાને લીધેજ તેણે પોતે આખા જગતનાં પાપનું પ્રાયશ્ચિત્ત પૂરૂં પાડયું છે (૧ યોહ. ૨ ; ૨). "આપણે દેવ પર પ્રેમ રાખ્યો, એમાં પ્રેમ નહિ, પણ તેણે આપણા પર પ્રેમ રાખ્યો અને પોતાના પુત્રને આપણાં પાપનું પ્રાયશ્ચિત્ત થવા માટે મોકલ્યો, એમાં પ્રેમ છે" (૧ યોહ. ૪ ; ૧૦). એ રીતે જોતાં **પ્રભુ ખ્રિસ્તનું મરણ એ ઇશ્વરના પ્રેમનું સૌથી ચઢીઆતું પ્રદર્શન છે.** એમાં ઇશ્વરનું હૃદય ખુલ્લું થાય છે. એથી આપણને એવી ખાતરી થાય છે, કે આપણાં પાપનું હરણ કરવાને અર્થે પોતાના

પ્રિય પુત્રને વધસ્તંભનું કમકમાટભર્યું મરણ સહેવાને જેણે આપી દીધો, તેનો પ્રેમ આપણા પર અમાપ્ય છે. એવા અજોડ પ્રેમને લીધે આપણાં હૃદયોમાંથી શું આવા ઉદ્‌ગારો નીકળવા ન જોઇએ, કે "દેવના અનિર્વાચ્ય દાનને માટે તેની સ્તુતિ થાઓ!" (૨ કોરીંથી. ૯; ૧૫).

(૩) **પ્રભુ ઇસુ ખ્રિસ્તના મરણવખતે અદ્‌ભુત બનાવો બન્યા હતા.** એ બનાવો પરથી પ્રભુ ખ્રિસ્તના મરણનું રહસ્ય સમજાય છે, અને બીજાં મરણો કરતાં તે સૌથી વધારે મહત્ત્વનું છે એ બતાવી આપે છે. માત્થીની સુવાર્તામાં એ વિષે નીચે પ્રમાણે વૃત્તાંત મળે છે:—

"અને છઠ્ઠી હોરાથી તે નવમી હોરા સુધી આખા દેશ પર અંધકાર છવાઇ રહ્યો. અને આસરે નવમી હોરાએ ઇસુએ મોટે ધાંટે બૂમ પાડી, કે એલી, એલી, લામા સાબાખ્થાની, એટલે, ઓ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મૂકી દીધો છે? અને જેઓ ત્યાં ઉભા હતા તેઓમાંથી કેટલાએક એ સાંભળીને કહ્યું, કે એલીયાહને તે બોલાવે છે. અને તરત તેઓમાંથી એક જણે દોડીને વાદળી લઇને સિરકાથી તે ભીંજવી, ને લાકડીની ટોચે બાંધીને તે ચુસવાને તેને આપી. પણ બીજાઓએ કહ્યું, કે રહેવા દો; આપણે જોઇએ કે એલીયાહ એને છોડાવવા આવે છે કે નહિ. પછી ઇસુએ બીજી વાર મોટે ધાંટે બૂમ પાડીને પ્રાણ મૂક્યો. ત્યારે જુઓ, મંદિરનો પડદો ઉપરથી તળે સુધી ફાટીને તેના બે ભાગ થઇ ગયા, ને ધરતી કાંપી, ને ખડકો ફાટી ગયા, ને કબરો ઉઘડી ગઇ, ને ઉંઘેલા સંતોનાં ઘણાં શરીર ઉઠયાં, ને તેના પાછા ઉઠયા પછી તેઓ કબરોમાંથી નીકળીને તેઓ પવિત્ર નગરમાં ગયાં, ને ઘણાંઓને દેખાયાં. ત્યારે જમાદારે તથા તેની સાથે જેઓ ઇસુની ચોકી કરતા હતા, તેઓએ ધરતીકંપ તથા જે જે થયું, તે જોઇને બહુ બીહીને કહ્યું, કે ખરેખર એ દેવનો દીકરો હતો" (માત્થી ૨૭; ૪૫-૫૪).

પ્રભુ ઇસુને વધસ્તંભે જડવામાં આવ્યા તે દિવસે બપોરથી માંડીને મરણ થયું ત્યાં સુધી "આખા દેશ પર" અંધકારનું જે આવરણ છવાઇ રહ્યું, તે પરથી સૂચવવામાં આવતું હતું કે જ્યારે તેમનો આત્મા પાપાર્થાર્પણરૂપ થતો હતો ત્યારે પ્રભુ ઇસુ મહા અંધકારમાંથી પસાર થતા હતા. આ સ્થળે મરણ એ દેહથી આત્માનો વિયોગ છે એટલુંજ નહિ; એમાં એથી

વધારે અર્થ સમાયલો છે. એ તો ઇશ્વરથી આત્માનો વિયોગ પણ બતાવે છે. આ મરનાર આત્માથી પ્રભુ પોતાનું મુખ સંતાડે છે, એવો અર્થ પણ એમાં રહેલો છે. આવું કારમું મરણ પ્રભુ ઇસુ ખ્રિસ્ત ભોગવતા હતા તે આપણાં પાપોનેજ માટે, એટલે આપણાં પાપોથી આપણે છૂટકો પામીએ માટે. વધસ્તંભના મરણની ભયંકરતાનો પૂરો ભેદ આપણે સમજી શકીએ એમ નથી; પરંતુ ભય, પશ્ચાત્તાપ તથા પ્રેમ સહિત તેની સન્મુખ ઉભા રહીને આપણે તેનું ભજન કરી શકીએ.

પવિત્ર દેવે સંતાડયું,
એ ખ્રિસ્ત, તુજ ગમથી મુખ;
ક્ષણભર તુજ ઉર જે અંધરાયું,
એ અંધકારનું હું મૂળ.

યરૂશાલેમમાં યહુદીઓનું એક મોટું મંદિર હતું. તેમાં એક પડદો હતો, અને તે પડદાની પાછળની જગા પરમપવિત્રસ્થાન કહેવાતી; તેમાં એકલા પ્રમુખ યાજકને પેસવાનો હક હતો, તે પણ વળી વર્ષમાં એકજ વખત. વળી જ્યારે તે પરમપવિત્રસ્થાનમાં પ્રવેશ કરે, ત્યારે સર્વ લોકોનાં પાપના પ્રાયશ્ચિત્ત અર્થે ખોડરહિત હલવાનનું રક્ત લઇને તે પ્રવેશ કરે, એવો ધારો હતો. પરંતુ પ્રભુ ખ્રિસ્તનું મરણ થયું તેજ પળે પરમપવિત્ર-સ્થાનની આગળનો પડદો ઉપરથી નીચે સુધી ચીરાઇ ગયો. પડદાનું ચીરાવું તે ઉપમારૂપ હતું, અને તેમાં એ અર્થ રહેલો હતો, કે પ્રભુ ઇસુના મરણને લીધે ઇશ્વરે સર્વ લોકોને સારૂ પરમપવિત્રસ્થાનમાં પેસવાનો માર્ગ ખુલ્લો કર્યો છે. પ્રભુ ઇસુની સાથે બીજા બે જણને વધસ્તંભે જડવામાં આવ્યા હતા. તેઓમાંથી એક જણે પ્રભુ ઇસુની પ્રાર્થના કરતાં કહ્યું, કે "હે ઇસુ, તું તારા રાજ્યમાં આવે ત્યારે મને સંભારજે." આ માગણીના પ્રત્યુત્તરમાં પ્રભુ ઇસુએ કહ્યું, કે "આજ તું મારી સાથે પારાદેસમાં હોઇશ" (લુક ૨૩; ૩૯–૪૩). આવી રીતે પ્રભુ ઇસુ ખ્રિસ્તના મરણવખતે મંદિરના પરમપવિત્રસ્થાનની આગળના પડદાને ચીરી નાખવાથી અને આ પસ્તાનાર પાપીને પોતાની સાથે પારાદેસમાં લઇ જવાથી, ઉપમારૂપે એમ બતાવવામાં આવ્યું, કે પાપીઓમાં મુખ્ય પાપી કોઇ માણસ હોય તોપણ

જો તે પશ્ચાત્તાપ અને વિશ્વાસ કરે, તો તેને સારૂ ઇશ્વરની હજુરમાં જવાનો માર્ગ પ્રભુ ખ્રિસ્તના મરણથી ખુલ્લો થયો છે.

વળી પ્રભુ ખ્રિસ્તના મરણવખતે મુએલા સંતોની કબરો ઉઘડી ગઇ, એ પરથી એમ બતાવવામાં આવ્યું કે પ્રભુ ઇસુએ પોતાના મરણથી મરણ પર જય મેળવ્યો છે. ભૂતકાળમાં મરણ પામેલા સર્વ સંતો તેમજ હવે પછી જે સંતો મરણ પામશે તે સર્વ એક દિવસ કીર્તન ગાશે, કે "અરે મરણ, તારો જય ક્યાં? અરે મરણ, તારો ડંખ ક્યાં?" (૧ કર. ૧૫; ૫૬–૫૮), એવું ઉઘડી ગએલી કબરો પરથી સાબીત થાય છે. પ્રભુ ખ્રિસ્તના મરણપ્રસંગે થએલો અંધકાર, પડદાનું ફાટવું, અને કબરોનું ઉઘડી જવું, એ બધું અર્થસૂચક છે; અને ઇશ્વરે પોતે તેનો અર્થ પ્રગટ કર્યો છે. પ્રભુ ઇસુના મરણવખતે જે અદ્‌ભુત બનાવો બન્યા એવા બનાવો કોઇ પણ પ્રબોધક, દેશભક્ત કે શહીદના મરણવખતે બન્યા હોય, એવો આજ સુધીના ઇતિહાસમાં કોઇ પણ ઠેકાણે પૂરાવો મળે છે શું? પ્રભુ ઇસુના મરણનો હેતુ શો હતો અને તેની કેવી અસર થઇ, તે એ બનાવો જાતેજ પૂરવાર કરી આપે છે.

(૪) પ્રભુ ખ્રિસ્તના મરણ સંબંધી જે ત્રણ વાતો આપણે જોઇ, તે ઉપરાંત એક ચોથી બાબત પણ તેમાં સમાએલી છે. તે એ છે, કે **પ્રભુ ખ્રિસ્તના મરણથી તેમની પૃથ્વી પરની જીંદગીનો અંત આવ્યો નહિ.** મરણ પછી ત્રીજે દિવસે તે કબરમાંથી પાછા ઉઠયા, અને ચાળીસ દિવસ સુધી પોતાના શિષ્યોને વારે વારે જુદે જુદે ઠેકાણે મળતા રહ્યા; તેઓની આગળ શાસ્ત્રો ખુલ્લાં કર્યાં, તેનો અર્થ તેમને બતાવ્યો, અને એવી રીતે તેમનાં હૃદયોને હર્ષિત કર્યાં; પોતાના હાથ, પગ અને કૂખમાં જે ઘા પડયા હતા તે તેમને બતાવીને તેમની શંકાનું નિવારણ કર્યું, અને પોતે ઇસુજ છે એ વિષે ખાતરી કરી આપી; અધિકારીઓની બીકથી ડરી જઇને પીતર પ્રેરિતે પ્રભુ ખ્રિસ્તના શિષ્ય હોવાનો ઇનકાર કર્યો હતો, તે પાપ પીતરને માફ કરી ફરીથી તેને તેના પદ પર સ્થાપિત કર્યો; અને એકી વેળાએ ૫૦૦ કરતાં વધારે શિષ્યોને એક વખત દર્શન દીધું. પાઉલ પ્રેરિતે કોરીંથીઓ પર પત્રો લખ્યા ત્યારે એ પાંચસોમાંના ઘણાખરા હજુ હૈયાત હતા (૧ કર. ૧૫; ૬). પ્રભુ ઇસુના પુનરૂત્થાન વિષે કહેવામાં આવે છે,

કે "જે જે ઐતિહાસિક બીનાઓ સૌથી સારી રીતે પૂરવાર થએલી છે, તેમાં પ્રભુ ઇસુના પુનરૂત્થાનની બીના પણ એક છે." અને ખરેખર એમજ થવું જોઇતું હતું. પ્રભુ ખ્રિસ્તના પુનરૂત્થાનના સાક્ષીઓ ઘણા હતા, તે બધા કાબેલ અને ભરોસાપાત્ર હતા. પુનરૂત્થાનને લગતી તેઓ શાહેદી પૂરતા હતા એટલા માટેજ તેઓમાંના કેટલાકને ફટકા મારવામાં આવ્યા હતા, કેટલાકને બંદીખાનામાં પુરવામાં આવ્યા હતા, અને કેટલાકને મારી પણ નાખવામાં આવ્યા હતા. તેઓની શાહેદી ચાર સુવાર્તાઓમાં વિસ્તારથી લખવામાં આવેલી છે; વળી પ્રેરિતોનાં કૃત્યો અને પત્રોમાં પણ એ શાહેદીની વાત લખેલી છે. એ બીનાઓ બન્યાને ૩૫ વરસ પણ નહોતાં થયાં એટલામાં તો એ બીનાઓ વિષેની લિખિત હકીકતનો ફેલાવો લોકોમાં થવા લાગ્યો હતો, અને એ ફેલાવો થતો હતો એ વખતે તે બીનાઓના સાક્ષાત્ પ્રેક્ષકોમાંના ઘણાખરા જીવતા હતા (માત્થી ૨૭; ૫૭-૬૬: ૨૮; ૧-૨૦. માર્ક ૧૫; ૪૨-૪૭: ૧૬; ૧-૮. લુક ૧; ૧-૪. પ્રે. કૃ. ૧; ૧-૧૧: ૨; ૨૫-૪૧: ૩; ૧૫: ૫; ૨૯-૩૩: ૧૩; ૨૩-૨૮: ૨૬; ૧-૩૨. રૂમી. ૧; ૧-૪: ૮; ૩૨-૩૪. ૧ કરં. ૧૫; ૩-૧૮. ૧ થેસ્સ. ૧; ૯, ૧૦. ૧ પીત. ૧; ૩).

પ્રભુ ઇસુ ખ્રિસ્તનું પુનરૂત્થાન થએલું છે એ વાતની યાદગીરીમાં ભજન કરવાનો દિવસ શનિવાર બદલીને રવિવાર રાખવામાં આવ્યો છે, કારણ કે તે દિવસે પ્રભુ ઇસુ મુએલાંઓમાંથી પાછા ઉઠયા હતા. ચાળીસ દિવસ પૂરા થઇ રહ્યા ત્યારે પ્રભુ ઇસુ પોતાના શિષ્યોને જૈતુન પહાડ પર લઇ ગયા. એ પહાડ યરૂશાલેમ શહેરની સામે આવેલો હતો. ત્યાં લઇ જઇને પ્રભુ ઇસુએ પોતાના હાથ ઉંચા કરીને તેમને આશીર્વાદ દીધો, અને આશીર્વાદ દેતાં દેતાં તે તેમનાથી છૂટા પડયા, અને આકાશમાં લઇ લેવામાં આવ્યા. પ્રભુ ઇસુને જતા જોતાને શિષ્યો આકાશ ભણી ધારી ધારીને જોઇ રહ્યા હતા, એવામાં ઉજળાં લુગડાં પહેરેલા બે જણ તેઓની પાસે ઉભા રહ્યા. તેઓએ તેમને કહ્યું, કે "એજ ઇસુ જેને તમારી પાસેથી આકાશમાં લઇ લેવામાં આવ્યો છે તે, જેમ તમે તેને આકાશમાં જતાં જોયો, તેમજ [પાછો] આવશે" (પ્રે. કૃ. ૧; ૧૧). પ્રભુ ઇસુ ખ્રિસ્તનું મરણ, પુનરૂત્થાન, આકાશગમન અને પુનરાગમન, એ બધાં શાસ્ત્રમાં

એકબીજાની સાથે સંયોજિત થએલાં છે, એવું આ પરથી દેખાય છે. કયા પ્રબોધક, દેશભક્ત કે શહીદ વિષે એવું લખવામાં કે કલ્પવામાં આવ્યું છે, કે તે મુએલાંઓમાંથી પાછો ઉઠયો, આકાશમાં ચઢી ગયો, અને જે રીતે તે ગયો તેજ રીતે તે પાછો આવશે? કોઇજ નહિ.

(૫) પ્રભુ ખ્રિસ્તના મરણ સંબંધી એક બીજી વાત પણ ધ્યાનમાં લેવા જેવી છે: **પ્રભુ ઇસુએ અગાઉથી કહ્યું હતું, કે વધસ્તંભ પરના મારા મરણથી સર્વ મનુષ્યોને હું મારી ભણી ખેંચીશ.** "જો મને પૃથ્વી પરથી ઉંચો કરવામાં આવશે, તો હું સર્વેને મારી તરફ ખેંચીશ." પણ પોતાનું મૃત્યુ શી રીતે થવાનું છે, એ સૂચવીને તેણે આ પ્રમાણે કહ્યું (યોહ. ૧૨; ૩૨, ૩૩). પ્રભુ ઇસુ ખ્રિસ્તનું મરણ આ રીતે થયું: આડાં ઉભાં બે લાકડાંનો એક વધસ્તંભ બનાવવામાં આવ્યો, અને તેની ઉપર તેમને સૂવાડીને તેમના હાથે તથા પગે ખીલા ઠોકવામાં આવ્યા. ત્યાર પછી તે વધસ્તંભને ઉંચો કરીને જમીન પર સીધો ઉભો કરવામાં આવ્યો. ભુંડામાં ભુંડી જાતના ગુનેહગારોને મારી નાખવાની રૂમી લોકોમાં એ રીત હતી. પ્રભુ ઇસુના વખતમાં વધસ્તંભે જડાઇને મરવું તે અપરાધની અને અપમાનની પરિસીમા સૂચવતું હતું; પરંતુ પ્રભુ ઇસુ ખ્રિસ્તે તો પોતાના મરણથી અપરાધ અને અપમાનના એ ચિહ્નનું રૂપ ફેરવી નાખ્યું છે, અને બીજાઓ પ્રત્યે પ્રેમ, ક્ષમા અને તેઓની ખાતર સ્વાર્પણ કરવાનું રૂપ આપ્યું છે. યુદ્ધવખતે મોટાં મોટાં રણક્ષેત્રોનાં દવાખાનાંઓ પર લાલ વધસ્તંભનું નિશાન ફરકે છે, એ શું સૂચવે છે? તે એજ સૂચવે છે, કે કોઇ પણ ઘાયલ થએલાને માટે અહીં સાજાપણું અને આરામ છે, પછી ભલે તે ઘાયલ થએલો પોતાના દેશનો હોય કે દુશ્મનના દેશનો હોય. એ દવાખાનાંઓમાં કોઇ પણ જાતનો ભેદભાવ રાખવામાં આવતો નથી. દવાખાનાંઓ પરનો એ લાલ વધસ્તંભ રૂમી રાજ્યના વધસ્તંભનું સૂચન કરાવે છે, કે જે પ્રભુ ઇસુના લોહીથી રંગાઇને લાલ થએલો હતો; જે લોહી પાપીઓ, દુર્બળ તથા અજ્ઞાનીઓ, હા, ખ્રિસ્તના શત્રુઓને લીધે પ્રભુ ખ્રિસ્તે વહેવડાવ્યું હતું. પ્રભુ ઇસુનો વધસ્તંભ ક્ષમા બતાવે છે: "હે બાપ, તેઓને માફ કર; કેમકે તેઓ જે કરે છે તે તેઓ જાણતા નથી" (લુક ૨૩; ૩૪). વળી એજ વધસ્તંભ પરથી પશ્ચાત્તાપી ચોરને મરતી વખતે

કહેવામાં આવે છે, કે "આજ તું મારી સાથે પારાદિસમાં હોઇશ" (લુક ૨૩; ૩૪–૪૩).

ધ રેડ ક્રોસ સોસાઇટી (લોહીવર્ણ વધસ્તંભના ચિહ્નવાળી સંસ્થા), એ એક મોટી આંતરરાષ્ટ્રીય સંસ્થા છે. દુનિયાનાં ઘણાખરાં રાજ્યોએ કાયદાથી તેને સ્વીકારેલી છે એટલુંજ નહિ, પણ આંતરરાષ્ટ્રીય અનુમતિ અને સલાહથી દયા અને સહાય દર્શાવવાના સાધન તરીકે તેને સ્વીકારવામાં આવી છે.

જે વધસ્તંભ પર ગુનેહગારોને મારી નાખવામાં આવતા હતા તે સર્વ દેશના લોકોને સારૂ દયા, આરામ અને આશીર્વાદનું સાર્વજનિક ચિહ્ન બને, એવી કલ્પના સરખી કોઇ પણ કવિ કે તત્ત્વવેત્તાના મનમાં આજ સુધી કદી આવી છે? કાવ્યકારો અને મહાજ્ઞાનીઓ જે કદી કલ્પી પણ શક્યા નથી તેવું પ્રભુ ઇસુના વધસ્તંભે કર્યું છે. પોતાના મરણથી શું પરિણામ નીપજશે એ પ્રભુ ઇસુ અગાઉથી જોઇ શક્યા હતા. "તે પોતાના આત્માના કષ્ટનું ફળ જોઇને સંતોષ પામશે" (યશ. ૫૩; ૧૧), એવી જે ભવિષ્યવાત લખેલી છે તેનો કંઇક અર્થ એથી પ્રગટ થાય છે. શું પ્રભુ ઇસુ પોતે આજે એ બધું ફળિભૂત થતું જોતા નથી? ગમે તે ધર્મ કે જાતના માણસો હોય, પરંતુ તે નાશજોગ હોય તો તેવાંઓને માટે લાલ વધસ્તંભની સંજ્ઞાવાળી સંસ્થા તે દયા અને સહાય બતાવવાનું સર્વથી સ્વીકારાએલું સાધન અને ચિહ્ન છે, એ ઉપર મુજબના પ્રશ્નનો એક જવાબ છે. એ પ્રશ્નનો બીજો અને વધારે સારો જવાબ તો કેટલાંએક ગીતોમાં સમાએલો છે, કે જે ઘણી ભાષાઓમાં આજે ગવાઇ રહેલાં છે; અને વધસ્તંભ પર વેઠેલા પ્રભુ ખ્રિસ્તના મરણથી આકર્ષાઇને જેઓ તેમની પાસે આવેલાં છે તેઓનાં હૃદયોના વિશ્વાસ, આશા અને પ્રેમના અભ્યંતર ઉદ્દગારો એમાં પ્રદર્શિત કરેલા છે. એવું એક ગીત નીચે પ્રમાણે છે:—

**"તે ખડક તો ખ્રીસ્ત હતો" (૧ કરિ. ૧૦; ૪)**

જીવતી ખડક, ખરી આડ!
મારા ઉપર છાયા પાડ.
તારી કૂખથી લોહી ને જળ
વહ્યાં; તેનાં થાઓ બે ફળ—

પાપના દોષથી કરો શુદ્ધ,
તેના રાજથી કરો મુક્ત.
કર્મો થકી, હે પ્રભુ !
તુજને પહોંચી નહિ શકું.
જો હું અહદ શ્રમ કરૂં,
ને સદા રૂદન કરૂં,
તેથી પ્રાયશ્ચિત્ત ન થાય,
તારણ કેવળ તુજથી થાય.
ખાલી હાથે આવું છું,
માત્ર સ્તંભને વળગું છું.
નાગો તે વસ્ત્રો માગું,
અબળ તે દયા યાચું,
દુષ્ટ હું તારે ઝરે નહાઉં,
શુદ્ધ કર, રખે મરી જાઉં.
જ્યાં લગ ચાલી શ્વાસોચ્છ્વાસ
મરણ આંખ પર કરે વાસ,
પછી ઉડી પરલોક જઇશ,
સિંહાસને તુજને જોઇશ.
જીવતી ખડક, ખરી આડ!
મારા ઉપર છાયા પાડ.

(૬) છેલ્લી એક રીતે પણ પ્રભુ ઇસુ ખ્રિસ્તનું મરણ બીજા સર્વેનાં મરણોથી જુદું પડે છે. એટલે **પ્રભુ ઇસુના મરણના મહોત્સવની યાદગીરીની રીત** બીજા બધાં મરણોની યાદગીરીની રીત કરતાં જુદી છે. બીજા લોકોના મરણદિવસે ઉપવાસ અને રૂદન કરવામાં આવે છે; પ્રભુ ઇસુનું મરણ યાદ કરતાં એવું કંઇ કરવામાં આવતું નથી; પરંતુ પાપોના નિવારણને અર્થે ભંગાએલા તેમના શરીરના ચિહ્ન તરીકે રોટલી ભાગીને ખાવામાં આવે છે, અને તેમના વહેવડાવેલા રક્તના ચિહ્ન તરીકે દ્રાક્ષનો રસ પીવામાં આવે છે. તેમના મરણની યાદગીરી રાખવાને અર્થે તેમના શિષ્યોની નીચે પ્રમાણે ફરમાવવામાં આવેલું છે :

"કેમકે પ્રભુ તરફથી જે મને મળ્યું તે મેં તમને પણ સોંપી દીધું, એટલે, જે રાતે પ્રભુ ઇસુને પરસ્વાધીન કરવામાં આવ્યો, તે રાતે તેણે રોટલી લીધી, અને સ્તુતિ કરીને ભાંગી, અને કહ્યું, કે એ મારૂં શરીર છે, એને તમારે સારૂ [ભાંગવામાં આવ્યું] છે, મારી યાદગીરીને સારૂ એ કરો. એજ પ્રમાણે ભોજન કર્યા પછી, તેણે પ્યાલો લીધો, અને કહ્યું, કે આ પ્યાલો મારા રક્તમાં નવો કરાર છે; તમે જેટલી વાર [એમાંનું] પીઓ છો, તેટલી વાર મારી યાદગીરીને સારૂ તે કરો. કેમકે જેટલી વાર તમે આ રોટલી ખાઓ છો, અને આ પ્યાલો પીઓ છો તેટલી વાર તમે પ્રભુના આવતાં સુધી તેનું મરણ પ્રગટ કરો છો" (૧ કર. ૧૧; ૨૩–૨૬).

બીજા લોકોનાં મરણોનું સ્મરણ કેટલી બધી જુદી રીતે રાખવામાં આવે છે. દાખલા તરીકે મુસલમાન લોકોના મહોરમ માસના પહેલા દશ દિવસોમાં મહમ્મદ પેગંબરના પૌત્રો હસન અને હુસેનનાં મરણોનો મહોત્સવ ઉજવવામાં આવે છે; કારણ કે હસન અને હુસેનને મુસલમાન ભાઇઓ શહીદ થએલા માને છે. એ દશ દિવસોમાં મુસલમાન ભાઇઓ મહા રૂદન અને શોક કરે છે. પ્રભુ ઇસુનું મરણ યાદ કરતાં તેમના શિષ્યોને જેમ ઉપકારસ્તુતિ કરવાનું કહેલું છે, તેવું કંઇ મુસલમાન લોકો કરતા નથી. પ્રભુ ઇસુના મરણની યાદગીરીને તો "ઉપકારસ્તુતિ" કહેલી છે, એટલે તેમના મરણદ્વારા તારણના જે આશીર્વાદો આપણને પ્રાપ્ત થાય છે તેને લીધે ઉપકાર માનવો તે. પ્રભુ ઇસુનું રક્ત સૂચવનારો દ્રાક્ષનો લાલ રસ જે પ્યાલામાં રેડવામાં આવે છે તેને "આશીર્વાદનો પ્યાલો" (૧ કર. ૧૦; ૧૬) કહેવામાં આવે છે. નવા કરારમાં કહેલું છે કે પ્રભુ ઇસુએ પોતાના મરણની આગલી રાત્રે "પ્યાલો લઇને તથા સ્તુતિ કરીને તેઓને (શિષ્યોને) આપીને કહ્યું, કે તમે સહુ એમાંનું પીઓ, કેમકે નવા કરારનું એ મારૂં લોહી છે, જે પાપોની માફીને અર્થે ઘણાંઓને સારૂ વહેવડાવવામાં આવે છે. અને હું તમને કહું છું, કે હું મારા બાપના રાજ્યમાં તમારી સાથે નવો દ્રાક્ષારસ નહિ પીઉં, તે દહાડા સુધી હું હવેથી તે પીનારજ નથી. અને ગીત ગાયા પછી તેઓ જેતુનના પહાડ પર ગયા" (માત્થી ૨૬; ૨૭–૩૦). એ અનુસાર, જ્યારે જ્યારે પ્રભુ ઇસુના અનુયાયીઓ તેમના પ્રભુના મરણની યાદગીરી રાખે છે ત્યારે ત્યારે તેઓ

ઉપકારસ્તુતિ કરે છે, કારણ કે તે મરણ તેમનાં પાપોના નિવારણને અર્થે હતું, એવું તેઓ સમજે છે.

પ્રભુ ઇસુ વિષે કુરાનમાં એવું લખેલું છે, કે તે મરણ પામ્યા નથી, પરંતુ તેમને આસમાનમાં લઇ જવામાં આવ્યા હતા. તો અમે એમ કહીએ છીએ, કે પોતાના મરણ વિષે આવું કહેવામાં આવશે, એ વાત પ્રભુ ઇસુ અગાઉથી જાણતા હતા; અને તેજ કારણને લીધે જોકે ચાર સુવાર્તા અને નવા કરારનાં બીજાં લખાણ તેમના મરણની વાતથી ભરપૂર છે, તો પણ ફક્ત તેટલાંનીજ મારફતે તેમણે પોતાના મરણ વિષેની વાત જાહેર કરી છે એમ નહિ, તેમજ તેમના ઉપદેશકો ગમે તેટલા તેઓ વિશ્વાસુ હોય તો પણ માત્ર તેઓદ્વારાજ તે પોતાનું મરણ પ્રગટ કરાવે છે એમ પણ નહિ; પરંતુ ઉપકારસ્તુતિની મિજબાનીમાં વપરાતા ચિહ્નરૂપ પદાર્થોની મારફતે તેમણે એ વાત પ્રગટ કરી છે; કે જેથી, જોકે તેમના મરણનો કેટલાએક ઇનકાર કરે, અને પવિત્ર શાસ્ત્રને મરડીને કેટલાએક પરાણે એવો અર્થ ઉભો કરે, કે દેશની ખાતર દેશભક્તનું જેવું મરણ, અને ધર્મની ખાતર પ્રાણ આપનારનું જેવું મરણ, તેવુંજ મરણ ઇસુનું હતું, અને એથી વિશેષ એમાં કંઇ નથી; અને જો કે બળજોરીથી કે ભય પમાડીને પ્રભુ ઇસુના ઉપદેશકોને તેમના મરણની વાત પ્રગટ કરતાં રોકવામાં આવે, તોપણ પાપોની માફીને અર્થે થએલા તેમના મરણની ખબર તેમના પાછા આવતાં સુધી પ્રભુભોજનમાં વપરાતા ચિહ્નરૂપ પદાર્થો વડે દર્શાવવામાં આવશેજ આવશે; કારણ કે એ પદાર્થો એટલે રોટલી તે તેમનું ભાંગવામાં આવેલું શરીર દર્શાવે છે, અને દ્રાક્ષનો રસ તે તેમનું વહેવડાવેલું રક્ત સૂચવે છે. પ્રભુ ઇસુનું મરણ થયાંને આજ ઓગણીસસો વર્ષ થઇ ગયાં છે, તોપણ તે મરણ થયું ત્યારથી આજ સુધી તેની યાદગીરી રખાતી આવેલી છે, કે જેમાં ઉપકારસ્તુતિનાં કીર્ત્તનો ગાઇને અને મિજબાનીના પદાર્થો વડે પ્રભુ ઇસુના મરણનું રહસ્ય પ્રગટ કરવામાં આવે છે, અને તે પાછા આવવાના છે એવું જાહેર કરવામાં આવે છે.

ઉપરની બધી વાતો ધ્યાનમાં લેતાં શું ખાતરીથી એવું કહી ન શકાય કે પ્રભુ ઇસુ ખ્રિસ્તના મરણ જેવું મરણ બીજા કોઇનું કદી થયું નથી—એવું મરણ કે જેના વિષે તે બીના બન્યા અગાઉ સેંકડો વર્ષો પૂર્વે જુના કરારનાં પુસ્તકોમાં ભવિષ્યો લખવામાં આવ્યાં હતાં, અને એજ જુના

કરારને યહુદીઓ, ખ્રિસ્તીઓ અને મુસલમાનો ઇશ્વરના વચન તરીકે માને છે; વળી એવું મરણ કે જેનો પ્રધાન હેતુ પાપોની ક્ષમા અને ઇશ્વરના પ્રેમનું પ્રકટીકરણ કરવાનો હતો; એવું મરણ કે જેના અર્થનો ઉકેલ કરવાને તે થતી વખતે અદ્દભુત બનાવો બન્યા હતા; એવું મરણ કે જે થયા પછી મરણ પામનારનું મુએલાંઓમાંથી ઉત્થાન થયું, અને તે સ્વર્ગે ચઢી ગયો—એ પુનરૂત્થાનના તથા સ્વર્ગારોહણના સાબીત કરી આપે એવા તથા ભરોસાપાત્ર સાક્ષીઓ છે, અને તેઓની હૈયાતિ દરમિયાન તેઓની સાક્ષી પુસ્તકોમાં અને પત્રોમાં લખાઇને રૂમી રાજ્યનાં મોટાં મોટાં શહેરોમાં પ્રગટ કરવામાં આવી; એવું મરણ કે તેથી જે રૂમી વધસ્તંભ શરમ તથા દુઃખ સૂચવતો હતો, અને મનુષ્યલોહીથી રગદોળાએલો હતો તેનું એવું અજબ રૂપાંતર થઇ ગયું છે, કે હવે તે શત્રુઓ પર દયા રાખવાના અને નાશ પામનારને સહાય આપવાના ચિહ્ન તરીકે જગતભર ઓળખાય છે; એવું મરણ કે જે ભોગવતી વખતે મરનારને અતિશય કષ્ટ અને અવર્ણનીય સંકટ પડયું હતું, છતાં તેની યાદગીરી રાખતી વખતે ઉપકારસ્તુતિનાં કીર્તનો ગવાય છે, અને મિજબાનીના પદાર્થો વપરાય છે; હા, એવું મરણ કે જે ગુનેહગારના વધસ્તંભ પર નીપજાવવામાં આવ્યું હતું, એમ છતાં ખ્રિસ્તી શાસ્ત્રમાં તેમજ તે મરણ પામનારના અનુયાયીઓના વિચારો, પ્રાર્થનાઓ અને કીર્ત્તનોમાં તેને ઉત્તમ સ્થાન મળેલું છે.

પ્રિય વાંચનાર, આ બધી સત્ય બાબતોનો તમે વિચાર કરો અને તેનો શો અર્થ કે ખુલાસો હશે, એ વિષે પોતાને પ્રશ્ન કરો. ઘણા માણસોએ આ બધી બાબતો વિષે મનન કરેલું છે, અને મનન કરતાં કરતાં તથા પ્રાર્થના કરતાં કરતાં તેમને માલમ પડયું છે, કે પાપની ક્ષમા પામવાનો અને તેમાંથી મુક્ત થવાનો બીજો કોઇ ઇલાજ હોત, તો જરૂર ઇશ્વરે પોતાના પુત્રને બચાવ્યો હોત.

એક સંતનું ચરિત્ર" (ડૉ. કાલીચરણ ચેટરજીની સાક્ષી) એ નામનું એક પુસ્તક થોડા વખત પર પ્રસિદ્ધ થયું છે. તેમાં તે સંત જણાવે છે, કે "પ્રભુ ઇસુ ખ્રિસ્ત મારાં પાપોને લીધે મરણ પામ્યા હતા, અને તેથીજ તેમના પરનો મારો વિશ્વાસ મેં જાહેરમાં પ્રગટ કર્યો છે. તેમની સાક્ષી આ પ્રમાણે છે: મને ઘણીવાર એમ પૂછવામાં આવેલું છે, કે તમે હિન્દુ ધર્મ કેમ

છોડયો અને ખ્રિસ્તના શિષ્ય શા માટે થયા? મારો જવાબ એ છે કે પ્રભુ ખ્રિસ્તનું પવિત્ર અને નિર્દોષ જીવન, ઇશ્વરની ઇચ્છાને તેમની સંપૂર્ણ આધીનતા, તથા દુ:ખી માનવજાત પ્રત્યે તેમનાં દયાનાં અને પરોપકારનાં કામો, એ બધું જોઇને જાણે અજાણતાં હું પ્રભુ ખ્રિસ્ત તરફ આકર્ષાયો હતો. 'પહાડ પરના ભાષણ'માં જે ઉત્તમ બોધ તેમણે આપેલો છે તેથી, અને પાપીઓ પર તે કેટલો પ્રેમ રાખતા હતા, તેથી મારા મનમાં તેમના પ્રત્યે પૂજ્યભાવ ઉપજ્યો, અને મારા હૃદયમાં તેમના પર પ્રેમ ઉભરાયો. મારામાં તેમના પ્રત્યે માન અને પ્રેમની લાગણી ઉદ્ભવી. જે જે અવતારોને હું માનતો તે બધા શક્તિના અવતારો —શૂરવીર પુરુષો—હતા, તેઓ સ્વભાવે આપણા જેવાજ માણસો હતા. પરંતુ પૂરો પવિત્ર અને ઇશ્વરની પેઠે ભજવાયોગ્ય મને જો કોઇ મળ્યો હોય તો તે એકલા પ્રભુ ઇસુ ખ્રિસ્તજ છે તો પણ જે સિદ્ધાંતથી ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરવાનો અને જાહેરમાં તેનો અંગીકાર કરવાનો મેં નિશ્ચય કર્યો તે તો માણસોને બદલે પ્રભુ ઇસુએ દુ:ખ સહ્યું અને મરણ વેઠયું એ સિદ્ધાંત છે. મને લાગ્યું કે હું પાપી છું; અને મારાં પાપોને સારૂ મરણ ભોગવનાર તથા મારાં પાપોની શિક્ષા સહન કરનાર તે પ્રભુ ખ્રિસ્ત છે, એવી મને ખાતરી થઇ, "કેમકે તમે કૃપાથી વિશ્વાસદ્વારા તારણ પામેલા છો, અને એ તમારાથી નથી, એ તો દેવનું દાન છે" (એફ. ૨; ૮), 'કરણીઓથી નહિ, રખેને કોઇ અભિમાન કરે' (એફ. ૨; ૯). મારા હૃદયમાં જે વિચાર રાતદિન રમ્યા કરતો હતો તે આ કે ખ્રિસ્ત મરણ પામ્યા છે, અને માણસ જે ઋણ કદી વાળી આપી ન શકે તે ઋણ તેમણે પોતાના મૃત્યુદ્વારા વાળી આપ્યું છે. જેમ જેમ ખ્રિસ્તમય જીવન અને અનુભવમાં હું વૃદ્ધિ પામતો ગયો, તેમ તેમ આ ખાતરી વધારે ને વધારે સબળ થતી ગઇ, અને હવે તે મારા જીવનનું એક અગત્યનું અંગ થઇ ગઇ છે. ખ્રિસ્તી ધર્મમાં અને બીજા ધર્મોમાં જે મોટો તફાવત છે તે એજ છે. જ્યારે હું પહેલવહેલો ખ્રિસ્તી થયો ત્યારે એ ખાતરી મારા મનમાં ઉપજી, અને ત્યારથી માંડીને દિનપ્રતિદિન તે વધતીજ ગઇ છે, અને હાલમાં તે બહુજ સબળ છે."

હવે, હે પ્રિય વાંચનાર, પ્રભુ ઇસુ ખ્રિસ્તના મરણનો સંદેશો હું તમારી આગળ ધરૂં છું. તે સંદેશો આ છે: જગતનાં પાપોનો બોજ ઇશ્વરે

પ્રભુ ઇસુ ખ્રિસ્ત પર લાધ્યો; પ્રભુ ઇસુ ખ્રિસ્તનો વધસ્તંભ જે અંધકારથી વેષ્ટિત થયો હતો તેમાંથી એવી વાણી સંભળાય છે, કે જુઓ, ઇશ્વરે આપણા પર કેવો પ્રેમ રાખ્યો છે, કે આપણાં પાપની ક્ષમાને અર્થે વધસ્તંભનું કમકમાટભર્યું મરણ સહેવાને તેણે પોતાના પ્રિય પુત્રને અર્પી દીધો. જાણે ઇશ્વર પોતે પ્રભુ ઇસુ ખ્રિસ્તના વધસ્તંભ આગળ ઉભો રહેલો છે, અને તમને આજીજી કરીને કહે છે, કે તમારાં પાપોની નાહક ક્ષમા તમે મફત પામી લો; ત્યાં ઉભો ઉભો જાણે તે તમને એમ કહે છે, કે મારી અને તમારી વચમાં તમારાં પાપોને આડરૂપ ન થવા દો, કારણ કે તમારાં સર્વ પાપોને મેં દૂર કર્યાં છે, વધસ્તંભના અભેદ્ય અંધકારમાં મારી દૃષ્ટિથી મેં તેમને સંતાડી દીધેલાં છે. "કેમકે જે ઇશ્વરે અંધારામાંથી અજવાળાને પ્રકાશવાનું ફરમાવ્યું," તે પોતે પોતાના પ્રેમનો જ્ઞાનપ્રકાશ આપણને આપવાને વધસ્તંભના અંધકારમાંથી પ્રકાશ્યો છે, કે જે પ્રેમ વધસ્તંભના અંધકારમાંથી ઝળકી રહ્યો છે (૨ કર. ૪; ૩–૬).

પ્રિય વાંચનાર, ઇશ્વરના પ્રેમનો આ સંદેશો તમારી પાસે આવ્યો છે, તેનો તમે કેવો ઉત્તર વાળશો? પ્રભુ ઇસુ ખ્રિસ્ત કે જેમણે તમારાં પાપોને લીધે ઐચ્છિકાર્પણ તરીકે પોતાને આપી દીધો, તેમના પ્રેમનો સંદેશો તમારી પાસે આવ્યો છે, તેનો તમે કેવો ઉત્તર આપશો? પ્રેમ, પશ્ચાત્તાપ અને વિશ્વાસનાં આંસુ લાવીને શું તમે તે વધસ્તંભના આશ્રય નીચે ઉભા નહિ રહો, અને જેમણે તમારે સારૂ પોતાનું અર્પણ કર્યું તેમને તમે તમારૂં ઐચ્છિકાર્પણ નહિ કરો?

જ્યારે સ્તંભ પર નજર કરૂં, જે પર મુઓ ગૌરવનો રાય,
મુજ મોટો લાભ તોટો ગણું. ને સંસાર ત્યાગ કરૂં સદાય.

એમ ન થાય કે ખ્રિસ્તમોત સિવાય બીજામાં અભિમાન કરૂં;
જે કંઇ મને બહુ મોહક હોય, તેને ખુશીથી દૂર કરૂં.

મસ્તક ને હાથ ને પગથી વહી નીકળે છે શોક ને પ્રેમ તે જો!
આવો શોક પ્રેમ તે જોયો કહીં? કે કાંટે આવો તાજ સજ્યો?

આખું જગત છે તુચ્છ અર્પણ આ પ્રેમના બદલા તરીકે;
કુરબાન કરૂં મુજ તન, મન, ધન, એવો તે દિવ્ય, અજબ છે.